# વસંતોત્સવ પ્રસંગે

ગાવાનાં

# ગીતો અને સોરઠા

ધર્મ ત્યા ધનઃ

દયા ત્યાં ઇશ્વર:

દગો ત્યાં પસ્તાવો.

પ્રકાશક

વસંતોત્સવ સમિતિ,

સેવામંડળ-સુરત.

પૈસાની ત્રણ

યુવાન અને બાળ બંધુઓ !

હોળીના પવિત્ર તહેવારોમાં મહોલ્લાઓમાં ફરીને સારાં ગીતો ગાવાં, સારી રમતો રમવી, ગુલાલથી કે કેસુડાના રંગથી મિત્રોમાં રમવું, વડિલોને પુષ્પહાર પહેરાવી આશીર્વાદ મેળવવા એ કોને નથી ગમતું ? અને જો એ ગમતું હોય તો હોળી ચકલેથી જતા આવતા બિચારા ગરીબ ને સાધારણ માણસોને હેરાન કરીને, ગમે તેવા શબ્દો બોલીને, ગમે તે માણસનાં ઉપયોગી લાકડાં છાનાંમાનાં લાવી હોળીમાં સળગાવીને, શા માટે આનંદ લ્યો છો ? શું એ ખરો આનંદ છે ?

બીજા હોળી ચકલામાં જતાં તમને હેરાન કરે ત્યારે તમને કેવું લાગે છે ? તેવુંજ તમે બીજાને હેરાન કરો ત્યારે તેમને લગે કે નહિ ?

ત્યારે ઉપર બતાવ્યા મુજબ મહોલ્લામાં ફરીને ગાવાનાં ગીતો, તેમજ હોળી સળગતી હોય ત્યારે ગાવાના સોરઠા તમને ન આવડતા હોય તો આ ચોપડીમાંથી વાંચીને ગાજો ને સારી સારી રમતો રમી બીજાને જરાપણ નુકસાન ન થાય તેવી રીતનો નિર્દોષ આનંદ મેળવી હોળીનો તહેવાર બરાબર વસંતોત્સવને છાજે તેવી રીતે ઉજવજો.

લિ૦ તમારો શુભેચ્છક

દયાશંકર ભાઇશંકર શુકલ

મંત્રી,

વસંતોત્સવ સમિતિ, સેવા મંડળ–સુરત.

# વસંતોત્સવ પ્રસંગે

## ગાવાનાં

# ગીતો અને સોરઠા



(૧)

## અમારો દેશ



અમે ભરત ભૂમિના પુત્રો !
અમ માત પુરાણ પવિત્ર,
રે જેનાં સુંદર સુત્રો
ઝલકાવે ઉચ્ચ ચરિત્ર,
અમ અન્તરને ઉદ્દેશી,
કરશું હોકાર હંમેશ;
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ !
અંધાર વિષે અથડાતાં,
કે ફરતાં ભવ્ય પ્રકાશ,

પડતાં રડતાં રગડાતાં
કે કરતાં હાસ્ય વિલાસ.
પળપળ અમ ઉરનિધિએ શી
હા ઉછળે ઉર્મિ અશેષ !
અમે દેશી, દેશી, દેશી !
આ દિવ્ય અમારો દેશ !
ક્યાં હશે હિમાલય જેવો ?
ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા,
ઋતુ દેશ તણા બહુ રંગ !
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી
કરતા પ્રભુ પંથ ઉજેશ ?
અમે દેશી, દેશી, દેશી !
આ દિવ્ય અમારો દેશ !
ક્યાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા ?
ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપુત વીર ઝઝુમ્યા ?
બલ દાખવવા નિ:સ્સીમ !
રે ભુલીયે તે રીતે શી,
અમ અંતરથી લવલેશ ?

૫

અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ !
નથી રે જીવવું પર આશે,
છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવો કો પાસે,
સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી,
અહીં દે અમને ઉપદેશ !
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ !
ધમ ધમ ધરણી ધ્રુજાવીશું,
અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ કરીશું,
દઇશું મોંઘા અમ પ્રાણ !
એ ભક્તિ વશી ઉર, તે શી,
દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ !

ખબરદાર

( ૨ )

# તેજ જીવે છે, તેજ જીવે છે

તેજ જીવે છે, તેજ જીવે છે, મથે સદા જે ઉચ્ચ થવા;
સફળ થાય કે નિષ્ફળ થાયે, તો પણ તે જીવતા ગણવા.
ખાવા પીવામાં ઉંઘવામાં, વ્યર્થ વાતોમાં તથા,
હરવા વિષે, ફરવા વિષે, રમવા વિષે દિન ગાળતા;
આ વિધ અમન ચમને ભલે સો વર્ષ રહીએ જીવતા,
પણ જીવન નથી, એ મૃત્યુ છે, સદ્‌વિવેકી જન જાણતા—તેજ૦

નથી મૂઆ તે, જે વિશ્વમાંહીં ઉચ્ચ કાર્ય કરી ગયા,
નથી જીવતા તે જગતમાં જે ભોગમાંહી મરી રહ્યા;
પુરૂષાર્થ કરનારા જીવન શી વસ્તુ છે તે જાણતા,
વિષયે પચી રહેનાર જીવતાં મૃત્યુને અહીં માણતા—તેજ૦

શું થયું વિજય ન જો મળ્યો ? શું થયું શાન્તિ ન સાંપડી !
શું થયું પગ વાળી ન બેસાયું નિરાંતે પા ઘડી !
પણ અમનચમનથી ઉચ્ચ અતિ ગુણ યત્નશાળી જીવન છે;
ક્યાં જે ખરૂં એ જીવન છે, બીજું જીવન નથી પણ મરણ છે—તેજ૦

શ્રી ઉપેન્દ્ર



( ૩ )

# જગમાં સ્વર્ગ હમારો દેશ

જગમાં સ્વર્ગ હમારો દેશ.
ભારતનું શુભ નામજ લેતાં;
ઉપજે પ્રેમ વિશેષ–જગમાં.
નિર્મળ નીર વહે ગંગાનું,
પીતાં જાયે કલેશ આ........
દાતા કર્ણ સમાન થયા,
ગુણ ગાય સદાય સુરે....શ–જગમાં.
હીમગિરિ ઉપર રક્ષણ કરવા
નિશદિન વસે મહેશ આ........
દક્ષિણ દિશમાં સ્વર્ગભૂમિનું,
રક્ષણ કરે રમે........શ–જગમાં.
જનદુઃખ હરવા જગન્નાથ પૂરિમાં,
પ્રગટયા શ્રી જગદેશ આ........
પશ્ચિમમાં મનમોહક મૂર્તિ,
નંદકુંવર રૂપિ કે........શ–જગમાં.
કૃપા સરોવર પરબ્રહ્મ પોતે,
પ્રગટયા શ્રી અવદેશ આ........
ઓંકાર વરણેશું મહિમા,
પાર ન પામે શે........શ–જગમાં.

(૪)

# અમે સાધુડાં હોજી

મને વ્હાલાં મારાં બંધુ અને બ્હેન,
તેની સેવાનાં અમે સાધુડાં હોજી;

મારી આંખલડીમાં ઘેરાયાં ગેબી રસ ઘેન!
સાચી સેવાનાં અમે સાધુડાં હોજી.

(સાખી) ભૂલ્યો ભાન શરીરનું, સ્ત્રી, સુત, વિત્ત, પરિવાર,
બંધુમય જીવન ગણ્યું, એજ હૃદય આધાર;
મારાં બાંધવડાંને જોતાં ઉભરાતાં મારાં નેન,
બંધુસેવાનાં અમે સાધુડાં હોજી—મને.

(સાખી) જગને જૂઠું છો કહે, જૂઠા જગના લોક,
જગમાં જગકર્ત્તા વસે, તો કાં કરવો શોક;
એ દિવ્ય દેશી જનનાં ચહું સુખચેન,
દેશસેવાનાં અમે સાધુડાં હોજી—મને.

(સાખી) દેવ દેવ કહી શીદ કરૂં પર ઘર દોડા દોડ?
નજર સમક્ષ રમી રહ્યા દેવો ત્રીશ કરોડ;
એ દેવગણુની ચરણુ કમળ રજરેણુ,
હૃદયે ભરનારાં અમે સાધુડાં હોજી—મને.

વસંત

---

(૫)

# વીરહાક

સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે,
યા હોમ કરીને પડો ફતેહ છે આગે. ટેક.
કેટલાંક કરમો વિષે ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ જોઈ બળ લાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦
સાહસે કર્યો પર્શુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહયો નિજ વચને;
સાહસે ઈંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ ભણે;
થઇ ગર્દ જંગમાં મર્દ, હુક્ક નિજ માંગે.
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦
સાહસે કોલંબસ ગયો નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભિડયો યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપની સામાં,
સાહસે સ્કોટે દેવું રે, વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે.
યા હોમ૦ સહુ ”

સાહસે જ્ઞાતિનાં બંધ કાપિ ઝટ નાંખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;
સાહસે કરો વેપાર જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદા દેશ, દુઃખ સહુ ભાગે.
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦
—નર્મદ

---

( ૬ )

# ઉઘાડી રાખજો બારી

## ગઝલ

દુઃખી કે દરદી કે કોઈ, ભૂલેલા માર્ગ વાળાને;
વિસામો આપવા ઘરની, ઉઘાડી રાખજો બારી.
ગરીબની દાદ સાંભળવા, અવરનાં દુઃખને દળવા;
તમારાં કર્ણ નેત્રોની, ઉઘાડી રાખજો બારી.
પ્રણયનો વાયરો વાવા, કુછંદી દુષ્ટ વા જાવા;
તમારાં શુધ્ધ હૃદયોની, ઉઘાડી રાખજો બારી.
કરેલાં દુષ્ટ કર્મોમાં, છુટાં જંજીરથી થાવા;
જરા સત્કર્મની નાની, ઉઘાડી રાખજો બારી.

પ્રભાશંકર દલપતરામ પટ્ટણી

---

(૭)

# ભારત હમારા દેશ હૈ

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે;
ઉસકે હિતકે કારને હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણ હમ પર હૈ બહુત;
ઉસકે મિટાને કે લિયે હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારતકી દુઃખપ્રદ અવનતિપર, કયોં ન અશ્રુ બહાવેંગે;
ઉનકો હટાને કે લિયે હમ કુછ ન કુછ કર જાયેંગે.
ધર્મ વિદ્યા ઔર ધનસે, ઉન્નતિ ભારતકી હોવે;
ઉસ ઉન્નતિ કે માર્ગમેં હમ કુછ ન કુછ કર જાયેંગે.
સંસાર કે ઉધ્ધાર હેતુ, કૃષ્ણ જન્મે જેલમેં;
તો ફિર ભલા હમ કયોં ડરેંગે કુછ ન કુછ કર જાયેંગે.
ચાહે કિતને કષ્ટ હમ કો, કયોં ન હો ઉસકે લિયે;
સબ સહેંગે મર મિટેંગે કુછ ન કુછ કર જાયેંગે.

---

(૮)

# તેથી શું ?

## ગઝલ

ક્યાં ના દેશનાં કામો, નહિ વિદ્વાનને જાણ્યા;
પૂછ્યા ના ભાવ ભૂખ્યાંના, બન્યા શ્રીમંત તેથી શું ?

રચી પુસ્તક અભણ જનને, નહિ વિદ્યા અમી પાયું;
ન ગાયાં ગીત વીરોનાં, બન્યા વિદ્વાન તેથી શું ?

ન ધાયા રાંક અબળાની, ગરીબ કે ગાયની વ્હારે;
લડયા ના દેશને કાજે, બન્યા શૂરવીર તેથી શું ?

મુકીને નીતિને નેવે, પ્રપંચે છેતરી સહુને;
અધર્મી થઇ રળ્યા લાખો, બન્યા વ્યાપારી તેથી શું ?

મળી જો ફી દવા આપી, ન જોયું રાંક સામુંએ;
અનીતિ રાખીને વર્ત્યા, બન્યા જો વૈદ્ય તેથી શું ?

ન જાણી ધર્મની રેખા, મહા પંડિત થઇ બેઠા;
પ્રસાદીના પુરા ભોગી, બન્યા મહારાજ તેથી શું ?

ભૂખે મરતાં ગરીબોને, અબોલાં પ્રાણીઓ પ્રત્યે;
દયા ના ધારો અંતરમાં, બન્યા મહાજન તેથી શું ?

વલ્લભજી ભાણજી

(૯)

# સોરઠા

લાખ કરોડ કમાય, ખાય પિયે ખરચે ઘણું;
પણ પૈસો ન અપાય, તો સંપત શા કામની?

\+ + +

ન કરે અર્થી કાજ, પાંચ આંગળાં એકઠાં;
લાખ દામની લાજ, રાખ બરાબર લેખવી.

\+ + +

કરમાં પહેરે કડાં, પણ કોડી કાઢે નહિ;
માનવ નહિ તે મડાં, કામ ન આવે કોઈને.

\+ + +

પૂજાવે નિજ કાય, પણ પૂજી જાણે નહિ;
નીચી ડોક ન થાય, તે પત્થરનાં પૂતળાં.

\+ + +

ષડ્રસ ખાંતે ખાય, ખવરાવી જાણે નહિ;
દીઠે સિંહ ધરાય, તે અંતકને કામના.

\+ + +

પહેરે પોતે હીર, દોરો દઈ શકતા નથી;
કુંશે કોણ અમીર, તે ટેડા તાબૂતના.

\+ + +

આગળ વધવા જાય, ધન જોબન અધિકારમાં
કેવલ સ્વાર્થ સધાય, ઝાડ ગણો તે તાડનાં.

\+ + +

ભાવે ન ભજે રામ, માનવ તન મળવા છતાં;
તેજ મૂર્ખનો જામ, જન્મે મરવા કારણે.

કેશાવ

---

( ૧૦ )

## સોરઠા

તુલસી કહે છે સુમ ધન, નવ ખરચે નવ ખાય;
માખી મધ ભેગું કરી, આખર ઉડકે જાય.

\+ + +

ભલા ભલાઇ ના તજે, ભલા ન બોલે બદ;
જીસ દિલ દયા ધર્મ હે, ઉસ મુખ નીસરી શબ્દ.

\+ + +

દુઃખમેંસે સુખ હોત હે, ડરમત દેખહિ દુઃખ;
જિતનો દુઃખહી તાપકો, તિતનો વૃષ્ટિ સુખ.

\+ + +

રાગ વિનાનો આરડે, નિરધનીઓ ફુલાય;
નબળો સબળાને ગુણ કહે, આટા લુણમાં જાય.

\+ + +

આયા હૈ બહુ ભાતકી, કોઈ ખરચે કોઇ ખાય;
એક મિલાવે નામસેં, એક નરક લઈ જાય.

\+ + +

સાકર ઘોળે જૂઠકી, એસે મિત્ર હજાર;
ઝેર પિલાવે સાચકો, એ વીરલા સંસાર.

\+ + +

પાપ કરંતાં વારીએ, ધર્મ કરંતાં હા;
એ મારગ બતલાવીએ, પછી ગમે ત્યાં જા.

\+ + +

તુલસી એ સંસારમેં, પંચ તત્ત્વ હે હાર;
સંત સમાગમ, હરિભજનં, દયા, દાન, ઉપકાર.

( પ્રકીર્ણ

---

(૧૧)

## એક દિન એવો આવશે

એક દિન એવો આવશે.
જ્યારે અમી ઝરણાં ઝરંતાં પૃથ્વીનેય પલાળશે.
એક દિન એવો આવશે.
કળિ કાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજ વીર્યથી ભૂમિ ભક્તિથી, આ સૃષ્ટિનેય ધ્રુજાવશે.
રામ, અર્જુન, ભીષ્મ જેવા, કર્ણ, સંગ, પ્રતાપને,

હમિરાજ, યોગીરાજ, ગુર્જરરાજનેય ભૂલાવશે.
શિબિરાજ, ભગિરથરાજ સમ, પરમાર્થ જીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ, ચંદારાજને વિસરાવશે.
પરબ્રહ્મનિષ્ઠ વશિષ્ઠ, વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્ય દેશ ઉધ્ધારશે.

આત્મબળ પામી બધા, આ પુત્ર ભારત વર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની, સૌ સ્વાર્થને તુચ્છકારશે.
આ દેહ કાચો કુંભ, આત્મા નિત્ય દિવ્ય પ્રકાશશે.
દ્રઢ સત્ય પર એ શત્રુના, સંગ્રામમાં સૌ મ્હાલશે.
આ દુઃખને ભૂખના પડે, પોકાર ચારે દિશાથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિમંદ મધુરા ચાલશે.
મરૂ દેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળ ફુલથી લચી સુંદરી સમ, એકલી અહીં મ્હાલશે.
અહીંથી મહાવીર મ્હારથી, ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઈ રાજ્યના, શુધ્ધ ધર્મને શીખવાડશે.
પૂર્વે થયા ન્હોતા વળી, સ્વપ્ને ન કલ્પ્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ, સર્વે દેવનેય ઉતારશે.

મગનભાઇ પટેલ

સુરત લીમડાચોકમાં આવેલા મગનલાલ વ. ના "દેશી મિત્ર" પ્રેસ
નાથુભાઇ દેવચંદે સેવામંડળની વસંતોત્સવ સમિતિના
મંત્રી દયાશંકર ભાઇશંકર શુક્લ માટે છાપી.